શિશુ સાહિત્યમાળા પુષ્પ ૪૭મું

# વ ન રા જ

[ ભાગ બીજો ]

લેખક
ચંદ્રભાઇ કા. ભટ્ટ

પ્રકાશક
જેચંદ તલકશી એન્ડ સન્સ
એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબઇ

કિંમત ૦—૩—૬

આવૃત્તિ પહેલી.



## શિશુ સાહિત્યમાળા

સંપાદક

**વજુભાઇ દવે**

એલિસબ્રિજ : અમદાવાદ.

મુદ્રક : મનુભાઈ અમૃતલાલ શેઠ, સ્વાધીન મુદ્રણાલય, રાણપુર, છાપ્યું અને બી. એ. જે. દોશી, જેચંદ તલકશી એન્ડ સન્સ, મુંબઈ તરફથી પ્રગટ થયું.

# યાદ આવે છે

બે જણ બેઠા હતા. એક જુવાન હતો બીજો આધેડ ઉમરનો પડછંદ દેખાતો હતો. બન્નેથી થોડે દૂર એક સાંઢણી બેઠી હતી અને થોડી થોડી વારે પોતાનો નીચલો હોઠ હલાવતી જતી હતી. બન્ને ઠંડીમાં ટુંટિયું વાળીને ઊંડા વિચારમાં ગરકાવ થએલા હતા.

'મને ચંપાસર સાંભરે છે' બેમાંથી મોટો દેખાતો ભારે અવાજે બોલ્યો, 'જાણે સ્વપ્નમાં દેખાય તેવા કોઈ નગરની જેમ પંચાસર, અનાદિ કાળનું નગર દેખાયું ને જોત જોતામાં અંધારામાં અલોપ થઈ ગયું...જ્યાં જયકેશીની યશ પતાકા, જ્યાં સુભટોનો યુદ્ધનાદ, પાઠશાળાઓના વિદ્યા વિલાસ, મંદિરોનો ઘંટાનાદ, અને જ્યાં શંકર...'

'પણ હવે વીતી ગએલા સ્વપ્નને સંભાયેં શું?' ઝાડના થડ પર પીઠ ટેકવી પડેલા જુવાને પગ લંબાવ્યા અને વચમાં કહ્યું.

'સંભાયેં શું? શી ખબર! પણ એ બધું સંભાયેં સાંભરતું નથી, એની યાદ તો આપોઆપ ઊઠે છે અને ત્યારે સાબરનાં ઘોડાપૂરની જેમ ખાળી ન શકાય તેવી હોય છે...'

'પણ એ તો કાળનો ક્રમ એવો જ હોય છે એમ ધારીને...'

'કેવો હોય છે !'

'જૂનાં રૂપ ને જૂના અર્થ જંપી જાય છે તેમની રાખમાંથી નવાં રૂપ ને.......'

'નવાં રૂપ ને નવા આકારો.......!' મોટાની આંખો ચળકી ઊઠી, 'પણ મારા મનને એવું હતું, મને એવી મીઠી આશા હતી, મારી એ ઉમેદ હતી કે........'

'બસ, બસ, મામા, મને હજુ એકવીશમું જ બેઠું છે, તમારા મનની ઉદાસ દશામાં મને ઉવેખો મા, તમારી આશાઓ અને ઉમેદો........તમે અને રૂપાબાએ મારામાં ઉતારી છે.' જુવાને મામાને પહેલી વાર થાકેલા દીઠા.

'તારામાં ઉતારેલી એ થાપણ તો રોજ નવીનતા ધરે છે, રોજ રોજ આકાશને આવરી લે એવી ફૂલે ફાલે છે....મને આવતી કાલની ઉદાસીનતા નથી ગઈ કાલનો શોક થાય છે. જાણે મારી સામેસામ એ યુદ્ધની અથડામણો, મરતાંની ચીચીયારીઓ, સ્મશાનના સૂનકાર.... અને પછીની એ રઝળપાટ, પટ્ટણથી પિરમ સુધીનો દરિયો, ગીરનાં જંગલ, નળકાંઠાના વેરાન અને આજે કચ્છનું રણ...પણ પછી શું...?'

'અને પછી ! પછી હું...' જુવાન ગોઠણભર થઈ ગયો. જાણે એના ગળામાં વનરાજ ઘૂરકી ઊઠયો, એની આંખોમાં ભયંકર તેજ ઊભરાયું.

'પછીની ચિંતા મૂકી દો મામા. પછી મને ધરતીમાંથી ઊગી નીકળતું નવું પંચાસર દેખાય છે, પછી એ ગુજરાતના નવા પાટ-નગરમાં ચાવડાની પતાકા ઊડતી દેખાય છે. જેવા તમે દેખાવ છો તેટલું જ સાફ મને એ બધું દેખાય છે.'

# ૫

'અને પછી તું...તારામાં મને વિશ્વાસ છે;' મામાને ટાઢક વળી. એના ચહેરા પર નવી આશાની તાજગી તરવરતી દેખાઈ. 'તેથી તો હું જીવું છું...'

'રૂપાબાએ મને સેવ્યો છે, સાચવ્યો છે, ઝાડની ડાળીએ મારાં હાલરડાં બાંધી વીરવાટે સંચારવાના ટપલા મારી મારાં પારણાં ઝૂલાવ્યાં છે, તમે મને તાલીમ આપી છે ને દિશા બતાવી છે, તમારો ઘડેલો હું...'જુવાનની આંખો ઠરી રહી.

'મને વિશ્વાસ છે' મામાને શાતા વળી. મામા વધારે નજીક આવ્યા ને જુવાનને આશીર્વાદ આપતા હોય તેમ એની મમતાભરી આંગળીઓ જુવાનની લટોમાં માથા પર ફરી રહી. જાણે જવાબદારીના ભારથી ભારે ખમ બની ગયો હોય તેવો જુવાન ચૂપચાપ બેસી રહ્યો. થોડીવાર સુધી કોઈ કંઈ બોલ્યું નહિ.

'અને મને સાંભરે છે' પછી જુવાનનો અવાજ આવ્યો અને એણે ગજવામાંથી એક કાગળ ધરીને ઉમેર્યું, 'મને ચાંપો સાંભરે છે.'

'બાણુવળી ?' મામાએ પૂછ્યું.

'હા, આજે એનો કાગળ આવ્યો છે' જુવાને કાગળ ધર્યો અને તરત જ મામાએ ઉકેલવા માંડયો.

'અમે લંગોટીયા મિત્રો, ત્યારે તો એને ય ખબર નહોતી, મને પણ જાણ નહોતી કે અમારી દોસ્તી આવી જીવન મરણની બનશે.'

'એય ખરો...' મામાએ કાગળ પાછો આપતાં ઉમેર્યું, 'વસંત-પંચમી અને વડેરા પરનો સિમાડો એમને !'

'હા, પટ્ટણમાં એની કાકી સાથે જાત્રા કરીને એ તરત જ ખોવાઇ જશે અને વડેરા મળશે'

'સંકેત તો એવો છે જ એટલે આપણે...'

'આપણે નહીં, હું એકલો જ, જ્યાં ને ત્યાં તમે મારો હાથ નહીં મૂકો તો...'

'પણ દેવપટ્ટનમાં....'

'મોટું નગર છે એટલે ઊલટું વધારે સુગમ પડશે, હું એકલો જ જવાનો વસંતપંચમી પહેલાં પાંચ દિવસ અગાઉ.'

'ભલે જજે' મામાએ વિચાર કરીને રજા આપી.

'પણ ત્યારે કર્યું તું તેમ મારી પાછળ મારું રક્ષણ કરનારા જાસુસો નહીં મોકલો ને !' જુવાન હસ્યો.

'નહીં મોકલુ' મામાએ કબૂલ કર્યું, અને કહ્યું.

'પણ વસંતપંચમીની જ મધરાતે વડેરાના સ્મશાન સામેની ભેખડ પર એક મંદિર છે ત્યાં તને એક બાવો મળશે'

'ને શું બોલશે ?'

'સરસ્વતી' મામાએ સંકેત આપ્યો.

ø

# ઝાડ પર લટકતું ફળ

'આ ગામ શું?' એક ઘોડેશ્વારે એક ગામના પાદરના પરબ આગળ ઘોડો અટકાવી ઉતાવળા પૂછ્યું.

'ભીમનાલ, બાપા' પરબની ડોશીએ જાણે ઓળખવા માગતી હોય તેમ કપાળ પર હાથ દઈ ને ઘડપણમાં ઘેરી બનેલી નજર તાણી.

'ભીમનાલ!' ઘોડેશ્વારે બૂમ પાડી, અને એની બૂમથી ભડકતો હોય તેમ ઘોડો આગલો પગ ઉચકીને હણહણી ઊઠયો.

'કાં ભડકે છે, બેટા! કાં જવાનો!'

'દેવપટ્ટન, પાણી આપોને માજી' ઘોડેશ્વારે ઘોડા પર બેઠાં બેઠાં જ હાથ લંબાવ્યો.

'ડોશી માટલામાં હાથ ડબોળતી વિચિત્ર રીતે દેખી રહી, અને ઘરડું માથું ધૂણાવતી બોલી, 'આટલા તેટલાનો નાં હોય.'

'શું છે માજી!' ઘોડેશ્વારે એક શ્વાસે ને એ ઘૂંટડે પાણી ઉતારતાં વચમાં અટકીને પૂછ્યું.

'શું છે! તું નથી જાણતો! ઘોડે ચઢયો છે ને! મારું માથું

તો વળેલી કેડને લીધે ધરતી સુધે છે એટલે એખ્ખું જાણું છું પણ મને તો ત્યાંય લોહી ગંધાય છે. લોહી સુકાતું જ નથી...ઉમર ભરમાં આવું નહોતુ દીઠું...ભાગ મારા બાપલીયા તું જે હોય તે અહીંથી...'

'કાં, માજી, કહોને?'

'મારા બાપલીયા, વા ઊડે છે કે ચાવડો આવ્યો. ને ચાવડાનો મામો આવ્યો. આજે અહીં તો કાલે નળકાંઠે, કાલે નળકાંઠે તો વળી કચ્છના રણમાં ને ગીરનાં જંગલમાં...વાત ઊડે છે ને કલ્યાણીના કાસદો ઊડતા દોડે છે, કાસદો તે કંઈ કાસદો હરખા, આબેહુબ આરબ લોક. જ્યાં આરબ ઊડે છે ત્યાં લોહીની છાળો ઊડે છે. શું ખેડૂત, શું કોળી, શું ભરવાડ, શું બામણુ ને શું વાણિયા બધાના ધોધરા પિસાય છે ને પૂછાય છે, ચાવડો બતાવો, ચાવડાનો મામો બતાવો. મારા બાપાલીયા! કંઈ માનવી પટકી પટકીને પડે છે, જ્યાં ભાળું છું ત્યાં લોહી ગંધાય છે. માળો ચાવડોય ખરો ધરતીના ભોગ લેવા બેઠો છે....'

'ચાવડો...!' ઘોડેશ્વાર અક્ષરોને ચાવી રહ્યો.

'ચાવડો, ચાવડાની શી લ્હે લાગી છે! ઝાડનાં પાંદડાને, ડુંગરાના પહાણાને, રણની રેતીના કણેકણને, માનવીનાં માથાંનાં માખણ વલોવી વલોવીને બસ એ જ, રૂપ બતાવો, શુર બતાવો, ચાવડાની ભાળ બતાવો...આઠે પહોરને ચતરે ઘડીની ઓથાર છાતી પરથી હટતી નથી. શે હટે...!' પાછું ડોશીએ આગળ ચલાવ્યું. 'કલ્યાણીનો સાગર એણે થીજવી નાખ્યો, વહાણવટીઓની વહાણવટ થીજી ગઈ, સાગરની લખમીની વાડી એણે ભેલાડી દીધી ને માળો શુરસેન સમુદરનાં ખારાં પાણીના હિલોળા પર ખડખડ હસતો ભાગ્યો તે ગીરનાં

જંગલમાં ઘૂમી વળ્યો. ત્યાંથી નાઠો તે નળકાંઠાને સૂમસામ બનાવ્યો ને કહે છે હવે કચ્છડાની રેતી ખૂંદતો દેવપટ્ટનથી ભુજડા સુધીનો દાવ નાખે છે અને બચારાં માનવી પર કલ્યાણીના આરબ કંઈ આંટી દે છે! ઓલ્યા અણહીલને તો હમણાં જ લઈ ગયા તે ઝાડ પર ટીંગાવી દેશે'

'કોણ અણહીલ?'

'ભરવાડોનો પટેલ છે, અહીંથી અઢાર ગાઉ પર એનો નેસડો હતો. કહે છે કે એની ઘરવાળીને તો ગડબી નાખી ને એને આહીંથી પકડયો. કંઈ કામે સાંઢણી ચઢીને આવ્યો .હશે તે બારોબાર લઇ ગયા તળાવ પરના વડલા પર ત્યાં ટીંગાઈ જશે...એ વડલાએ તો કેટલાને ચૂસી ખાધા...'

'તળાવડીના વડ પર' ઘોડેશ્વારે એડ મારીને લગામ ખેંચી.

'તું નાં જા ભૂંડા...' ડોસી દોડતા ઘોડેશ્વારને કપાળ પર હાથ દઈને દેખી રહી.

ભામનાલની તળાવડીનો વડલો ઘણો જૂનો ગણાતો અને જાણે અનેક વાતો ઉચ્ચારતો. એની નીચે અનેક મુસાફરોએ આરામ લીધા તા, એની નીચે જ દેવપટ્ટન સોમનાથ મહાદેવની જાત્રા કરવા જનારાઓએ ભોજન રાંધ્યા તાં, એની વડવાઈઓમાં ભીમનાલના છોકરાંઓ અનેક વાર સંતાકુકડી રમ્યા તા અને એની ઘટાઓમાં જાત જાતનાં પક્ષીઓએ સંસાર માંડયા તા.

પણ આજે કેટલાએ દિવસથી ચાવડાની પૂઠે પડેલા કલ્યાણીનાં આરબ સિપાઈઓએ એ વડલાની ડાળીઓએ શક પડતાં માણસોને કોઈને ઉંધે માથે લટકાવીને, કોઈને ફટકા મારીને, કોઈ ને ફાંસો

આપીને મારી નાખ્યા તા. એટલે એક વખતની મનરંજન વડવાઈઓ આજે ભયાનક બની હતી અને મધરાતે વડની ડાળીઓ પર કોઈ હિંચકા ખાય છે, અને ભયંકર અટ્ટહાસ્ય સંભળાય છે એવી દંતકથા ભીમનાલના ઘેરેઘેર ત્રાસ ઉપજાવતી પથરાઈ ચૂકી હતી. આજે એ વડલાની ડાળે આરબોએ પકડેલો એક અણહિલ નામનો નવો શિકાર ટીંગાઈ જવા આવી પહોંચ્યો હતો. જાણે વડના ઝાડને ઘણે વરસે માનવ ફળ આવ્યું હતું અને લટકનારનું બરછટ ગળું આખા શરીરને તરફડાવતું હતું. લોકોનું એક ટોળું ચાવડાને જાણનાર આ શકદારને મરતો જોતું દૂર ઊભું હતું. લટકતા આદમી પાસે ત્રણ આરબ સિપાઈઓ તરફડતા આદમી પર હસતા ઊભા હતા.

જાણે ઊડીને પડતો હોય તેમ એક ઘોડેસ્વાર લોકોના ટોળા પાસે પડયો. લોકો કંઈ સમજે તે પહેલાં જ એના ઘોડે છલંગ મારી ને તળાવની પાળ પર ચઢી ગયો અને આરબો આ નવા આવનારને ઓળખવાનો પ્રયત્ન કરે તે પહેલાં જ તેણે એક પળવારમાં તરવાર ચમકાવી ડાળી પર લટકતા આદમીનું દોરડું કાપી નાખ્યું, અને બીજે ઝટકે પાસે ઊભેલા ત્રણ આરબમાંથી એકને ઊભે માથે ચીરી નાખ્યો. સમજવાની પરવા કર્યા વિના બીજા બે આરબો છલંગ મારીને નાઠા.

કંઈ પણ સમજયા વિના નીચે પડેલો માણસ આ નવા આવનાર તરફ ભાનમાં આવીને જોઈ રહ્યો હતો.

'ભાનમાં છો !' આવનારે નીચે પડેલાની ગળાની આસપાસનું દોરડું છોડતાં પૂછયું. પેલાએ દુઃખતી ડોક હલાવીને હા પાડી અને જમણી બાજુએ હાથ લંબાવ્યો.

ઘોડેસ્વારે જમણે જોયું. ખૂણામાં એક સાંઢણી બેઠીબેઠી નીચલો હોઠ લંબાવી જમીન સૂંઘતી હતી.

'એ તારી સાંઢણી છે!' નવા આવનારે ઉતાવળો સવાલ પૂછયો.

'હા,' જમીન પર પડેલાએ હવે બેઠાં થતાં પહેલીવાર અવાજ કર્યો, ને ઉમેર્યું' 'પેલા આવશે....જલદી'

'ફિકર નહીં, તું સાંઢણીપર સવાર થઈજા ને મારી પાછળ......' બોલતો તે છલંગ મારી ઘોડા પર બેસી ગયો અને લગામ તાણી ઊભો. મરણના મોઢામાંથી પાછો નીકળેલો પેલો આદમી ધૂળ ખંખેરી ઊભો થયો અને ધીમેથી સાંઢણીપર બેસી, સાંઢણીને ઊભી કરી. ઘોડેશ્વારે લગામ ખેંચી. બન્ને દેવપટ્ટનની દિશામાં ચૂપચાપ ચાલ્યા. થોડીવાર પછી ઘોડેશ્વારે ઘોડાની ગતિ ધીમી કરી અને પાછળ પડી ગએલી સાંઢણીને નજીક આવવા દીધી.

'શુરસેન!' સાંઢણી પરથી જુવાન ભરવાડે રાડ નાખી. એના અવાજથી ચમકી હોય તેમ સાંઢણીએ ફાળ ભરી.

ઘોડેશ્વારે કંઈ બોલ્યા વિના પાછળ જોયું 'તમે જ...હું તમને કહું છું' સાંઢણી વધારે પાસે લાવી ભરવાડે ઉમેર્યું.

'મને...!' ઘોડેશ્વાર જૂની ઓળખાણ સંભારતો હોય તેમ યાદ કરી રહ્યો.

'તમે જ... તમારા વિના બીજા કોઇથી આવું ન બને.'

'પણ હું....'

'તમે મને ઓળખતા નથી. કયાંથી ઓળખો? મેંય તમને પહેલીવાર દીઠા, જો શુરસેન હો તો...'

'પણ શાથી હોઉં!' ઘોડેશ્વાર હસ્યો.

'શાથી ! ઈ મને હમજ નો પડે, પણ...'

'પણ શું ?'

'તમને જોઈને મને જાણે એવું જ લાગે છે. પંચાસરની ધરતી પર ને સોરઠ અને કચ્છડાની મરૂભૂમિ પર બીજો કો નર નથી, હતા તે બાવનીઆ ઘેરામાં ખપી ગયા, એકલો એ નાઠો તો જયકેશીનો સાળો'

'પણ નર તો નવાય જનમ્યા હશે ને !'

'તે જોષીઓ જાણે. નવા જન્મેલા તે નિવડે તિયારે દેખ્યા જશે'



'હું જ....તેં ઠીક ધાર્યું. હું જ ચાવડાનો મામો, રૂપનો ભાઈ અને જયકેશીનો સાળો' ઘોડેશ્વાર ભયંકર હસ્યો.

'હા...' ભરવાડે ઉંડો શ્વાસ લીધો. 'ઘણા દિથી દેખવાની ઉમેદ ઉતી'

'તારું નામ !'

'અણહિલ'

'અણહિલ ! તો હવે વાત તો કર'

'વાત ! વાતમાં કંઈ માલ નથી. દશ વરસ પહેલાં નળકાંઠામાં અમારો નેસડો ઉતો. હું ય રેખીને ત્યાં રહેતો તો. રેખી મારી સ્ત્રી.'

'ઠીક ઠીક પછી'

'પછી ત્યારે ત્યાં એક બાઈ આવેલી. રૂપ રૂપનો અવતાર. કાખમાં દિકરો ઘાલીને અને કહે કે મારે માથે આભ તૂટયું છે, ઊભવા જેટલી ય ધરતી નથી ને પહેરવા જેટલાં વસ્તર નથી'

'પછી !' શુરપાળના કપાળપર કરચલીઓ પડી.

'મેં કહ્યું, રે, ને બોન, રેખીનો ઘુમ્મર ઘાઘરો ને કસબી કાપડું પહેરજે ને ધાબળો ઓઢજે. અને ખાવાની શી ખોટ બળી છે, દશ ડોબાં દોહીએ છીએ ને એકાવન ઘેટાનું ઉન લણીએ છીએ.'

'પછી રહેલી કે !'

'એક રાત ને એક આખો દિવસ. પણ પછી તો ગામમાં વાત ચાલી કે અણહિલને ત્યાં રાણી રૂપ અને ચાવડા રાજાનો વારસદાર વસ્યાં તાં. વાતને પછી શું પૂછવું ! એક ગામથી બીજે ગામ વાત વધતી ગઈ

અને ફેલાતી ગઈ કે અણહિલ તો ચાવડાને ઓળખે છે ને રોજ રાતે શુરપાળને મળે છે.'

'પછી !'

'પછી દશ વરસે કલ્યાણીના નવા સુબાએ કાસદ દોડાવ્યા. હું તો ઘેર હતો નહિ એટલે રેખાને રીબીરીબીને મારી અને મને ભીમનાલના પાદર પર અગિયાર જણે ભીડાવ્યો, અને મને પકડીને ત્રણ જણ પાછળ રહ્યા પુરો કરવા, અને બીજા આઠ તમારી ભાળમાં દેવપટ્ટન તરફ દોડયા છે.'

'એમ !' શુરપાળના માથામાં એક ચિંતાનો વિચાર આવ્યો અને ઉતાવળો પસાર થઈ ગયો, 'તું કયાં જશે !' એણે ઉતાવળમાં હોય તેમ પૂછ્યું.

'હું ! હું કયાં જાઉં ! મને મોતપરથી નીચે ઉતાર્યો ને હવે...'

'એટલે !'

'મારે છોકરું છૈયું છે નહીં, મારી રેખાને હરામખોરોએ રોળી નાખી છે, હવે હું કયાં જાઉં !' શુરપાળ ભરવાડની ઝીણી થએલી આંખોમાં ભયંકર તોફાન દેખી રહ્યો.

'મારી સાથે જ રહીશ ?'

'તમે જ ચાવડાના મામાને ?' ભરવાડ હસ્યો.

'હા.'

'હું ય એનો મામો થાઉં છું. મારી રેખાએ ને મેં જેને આશરો દીધેલો તે રૂપ જ હોશે ને એની કાખમાં ઉતો તે છૈયો ચાવડો હોશે.

અણુહિલની બુન ભાળીને જ મારી રેખીએ રોટલો, રહેઠાણુ ને વસ્તર દીધાં તાં.'

'અણુહિલ, જાણે આપણી જૂની ઓળખ જાગે છે.......'

'ભવે ભવની' અણુહિલ બોલ્યો, 'તેથી તો તમે મને મોતપરથી નીચે ઉતાર્યો અને હું...' અણુહિલ આગળ બોલ્યો નહિ, એના હોઠ મક્કમતામાં બિડાયા.

'આપણે ઉતાવળા દેવપટ્ટન તરફ વનરાજ ત્યાં....' બોલતા શુરપાળે ઘોડાને એડી મારી અને અણુહિલે સમજી જઈને સાંઢણીને ડચકારી.

# શ્રીદેવીને દિકરો સાંપડયો

**દેવપટ્ટન** પુરાણા કાળમાં ય પ્રસિદ્ધ નગરી હતી અને દરિયા કિનારા પરના સોમનાથના સાથથી અનેરી શોભતી હતી. દેવપટ્ટનમાં પંડિતો રહેતા હતા, વિદ્યાના વ્યસની બ્રાહ્મણો વસતા હતા. એમાં અનેક તપોધનોનાં ધામ હતાં અને મહંતોના મઠો હતા. દેવપટ્ટનમાં એ ઉપરાંત મોટા વહેપારીઓના વાસ હતા અને દેવપટ્ટનનાં જહાજો લંકા, ચીન, સીઆમ અને ઓમાનનાં બંદરોમાં વેપાર કરવા જતાં અને માલિકો માટે અઢળક ધન લાદીને પાછાં આવતાં.

એવી દેવપટ્ટણ નગરીમાં રાત પડતી હતી. રસ્તા પરના સરકારી દીવાઓ ધીમે ધીમે સળગતા હતા. અખાડાઓમાંથી રમી કૂદીને થાકેલા જુવાનો ઘેર જઈને ખાઈ લેવાના વિચાર કરતા પાછા ફરતા હતા. કારીગરો થાકયા પાકયા ઘર તરફ જતા હતા. વહાણવટીઓ વહેપારીઓ અને શરાફોની પેઢીઓનાં કમાડ આજે રોજ કરતાં વહેલાં વસાતાં હતાં કારણ કે કોઈએ દેવપટ્ટન પર ચાવડો ધાડ લાવવાનો છે એવી ગપ ઉરાડી હતી.

ત્યારથી સૌ વનરાજ ચાવડાના ને એના મામા શુરપાળના વિચાર કરતું હતું અને ખાસ કરીને નગરશેઠના ચકલામાં વસતા વહેપારીઓ

કોઈપણ અવાજને ચાવડાની ચઢાઈનો અવાજ માની ચાંદીને હિંચોળેથી ઉઠીને બારીએ ડોકાતા હતા. એકલા નગરશેઠની હવેલીમાં જ બધું શાંત અને સૂમસામ હતું. નગરશેઠના મરણ પછી તેમની સ્ત્રી શ્રીદેવી સંસારની ચિંતાઓમાંથી છૂટવા જૈન ધર્મને વરી હતી તથા પોતાની ચકોર બુદ્ધિને વ્યવહારમાંથી ઠારી દઈને પોતાની સંસારી ઇચ્છાઓને સમેટીને નિર્વાણના વિચાર કરતી એકલી રહેતી હતી તથા ચિતની શાંતિને સાધતી હતી.

ચાવડો આવે કે એનો પીર આવે તોય શું લૂંટી જવાનો છે, એમ માનીને દેવપટ્ટનનાં ગરીબ લોકો નિરાંતે ઊંઘતાં હતાં અને લઈ જશે તો ક્યાં પરસેવા પાડ્યા છે, એમ મન મનાવતા માલિક લોકો પણ પોતાના મહાલયોના કમાડની ભોગળો બરાબર ભિડાવીને મધરાતની મીઠી ઊંઘ માણતા હતા.

ત્યારે શ્રીદેવીને સ્વપ્ન દેખાતું હતું. એને ઘણીવાર એ એક જ સ્વપ્ન દેખાતું હતું. સ્વપ્નમાં એનો દિકરો દેખાતો હતો. જુવાનજોધ દિકરો પિરમની બરાબર સામે મહાસાગરના તોફાનમાં સપડાયો, વહાણ વામી ગયું અને દિકરો ય વામી જ ગયો હશે ને! હજારો રૂપિયા ખરચીને એણે ભાળ કઢાવી ત્યારે દિકરાનાં કપડાં જ હાથ લાગ્યાં. એ કપડાં એણે ઓશીકા નીચે સાચવી રાખ્યાં હતાં અને ઓશીકા નીચેથી જ એને કોઈ કોઈવાર એવું સ્વપ્ન આવતું હતું.

ક્યારેક તો એ સ્વપ્નમાં દરિયામાંથી જડેલાં કપડાં પહેરેલો દિકરો દેખતી ને બંને હાથ પહોળા કરીને તેને ભેટવા જતી પણ ત્યાં તો એના હાથમાં એકલાં કપડાં જ આવતાં અને એને આખી પથારી પાતાળમાં ઊતરી જતી હોય તેવી બીક લાગતી. એનાથી રડી દેવાતું ને જાગી જવાતું.

બસ એને એ જ એક દુઃખ હતું. એ કપડાં દેખતી હતી અને દાઝતી હતી. એને જ સાંપડેલો, દિકરો હતો નહીં કપડાં જ એકલાં રહી ગયાં હતાં અને એને સતાવતાં હતાં.

એ આજે ય એકાએક જાગી ઊઠી અને પથારીમાં બેઠી થઈ ગઈ. બેઠી થઈને એણે કૌતક જોયું. ઝુમ્મરનાં સળગતા દીવાના ઝાંખા પ્રકાશમાં એણે પોતાની સામે પીઠ કરીને આબેહુબ ઊભેલો દિકરો દીઠો. સ્વપ્નને સંભારીને એણે હાંક મારી,



'બેટા,...કોણ છે...એ...'

'એ તો હું' એની સામે અવાજ ફર્યો અને શ્રીદેવીએ આંખો મસળી,

'હું કોણ !'

'હું સ્તો,' પાછો અવાજ બેદરકાર બોલ્યો, 'તમને નુકસાન નહિ કરું, તમારા સરખી મારે મા છે.. હું તમને ક્યારનો જોતો તો....તમારા મોઢા પર ઊંઘમાંય કેટલું દુઃખ...'

શ્રીદેવીએ બન્ને હાથે પાછું જોરથી મોઢું લૂછ્યું અને પોતે સ્વપ્નમાંથી જ જાગી છે એમ યાદ આણ્યું.

'પણ તું કોણ...દિકરા' શ્રીદેવી બીકને ભૂલીને પૂછી રહી. એનો અવાજ ઊભેલાને ચૂમી રહ્યો.

'હું.......હું વનરાજ ચાવડો'

'ચાવડો !' શ્રીદેવીથી બૂમ પાડી દેવાઈ. જાણે ઠંડા પાણીમાં ઝબોળાઈ ગઈ હોય તેમ એને આખા શરીરે કંપ લાગ્યો.

'શુરપાળનો ભાણો...રુપા મારી બા થાય, તમને જોઈને મને મારી માડી...' વનરાજ જોઈ રહ્યો.

શ્રીદેવીના માથામાં ભરાયેલી ચાવડાના નામની ભયંકર કલ્પના એક પળવારમાં ઊડી ગઈ. જુવાન ને જાજરમાન, ખભા પરથી લટકતા કામઠાવાળો ને કમ્મરમાં ખોસેલા ખંજરવાળો પણ ભાવથી નિતરતી આંખોવાળો એણે ધાર્યો તો તેથી ઘણો જુદો ઘણો સુંદર વનરાજ ચાવડો એની સામે ઊભો હતો. એ જોઈ રહી. વનરાજ જોઈ રહ્યો.

'જો મને વનરાજ મળ્યો હોત તો આ બધાં જપ, તપ ને જતિ જોગીઓની જંજાળ છોડી દેત...મારે તો બસ આવો એક દિકરો હોયને... એની રજા વિના એક ઉતાવળો વિચાર એના માથામાંથી દોડતો ચાલ્યો ગયો.

'ભલે આવ્યો, દિકરા,' શ્રીદેવીની આંખો વનરાજને પગથી માથા સુધી નિરખી રહી.

'આવ્યો તો તો ખાતર પાડવા, ત્યાં તમને દીઠાં, તમારા મોઢા પર દુઃખ દેખાયું ને મને મારી રૂપાબા યાદ આવી.'

'તું, આવો સુકોમળ...એકલો...' શ્રીદેવી કોઈ દોરીથી ખેંચાતી હોય તેમ ઊભી થઈ અને વનરાજની અડોઅડ આવી પહોંચી. શ્રીદેવીનો હાથ અજાણતાં જ વનરાજના માથાપર ફરી રહ્યો. શ્રીદેવીનું મોઢું અજાણતાં નીચું નમ્યું અને વનરાજનો શ્વાસ શ્રીદેવીને અડયો ત્યાં સુધી તે વનરાજને નિરખી રહી.

પાછી જાણે સ્વપ્નમાં હોય તેમ એણે પોતાનું મોઢું બરાબર વનરાજ સામે ધરીને હલાવ્યું 'તારી માડીએ ખરી કે તને જણીને બહારવટે કાઢયો.'

'તમને દિકરો છે!' શું વાત કરવી તે નહિ સમજાવાથી વનરાજથી પૂછી દેવાયું.

'હેં!' શ્રીદેવીની આંખો બીધેલી જોઈ રહી.

'ચાર હતા, બે પારણામાં પટકાઈ ગયા, એક પરદેશથી પાછો નથી આવ્યો ને એક જુવાનજોધ પીરમની સામે વામતા વહાણમાં વામી ગયો. એનો બાપ તો દુઃખ જોવા નહોતા રહ્યા, અને હું...' એની આંખો ભરાઈ ગઈ, એનું ગળું રૂંધાયું એણે આંખોનાં ટીપાં સંતાડવા વનરાજનું માથું છાતીમાં દાબી દીધું. શ્રીદેવીનાં આંસુ વનરાજનાં જુલફાં ભીંજવી રહ્યાં.

ભાવથી તરબોળ થઈ ગએલા વનરાજ તરફ એ પાછી બોલી, 'તેથી તો તને જોયો ને મને લાગ્યું, મને દિકરો સાંપડયો,

તેથી તો મને થયું, મારા સાત હિમાડાનો ભાર ઓગળી ગયો, અને તેથી તો...' પાછી એ અટકી ગઈ.

એમ દેવપટ્ટનમાં ચાવડો આવ્યો. નગરશેઠના ચકલામાં વનરાજ પેઠો પણ કોઈની ઊંઘ બગડી નહિ, કોઈ ચમકીને નાઠું નહિ, કોઈ ધવાયું નહિ, કોઇએ ચીસ પાડી નહિ.

આખાં દેવપટ્ટનમાં એકલી શ્રીદેવી ચાવડા સાથે મમતાથી વાતો કરતી હતી, અને વહેતી જતી મધરાત સવાર પહેલાંની સંધ્યાકાળ સુધી પહોંચી ગઈ હતી.

'પણ હું તો...' દેવપટ્ટનની બહાર પોતાના સાથીઓને મળવા જવાની ઉતાવળ કરતો વનરાજ બોલ્યો.

'તું ચાલ્યો જઈશ એમને...!' શ્રીદેવીનો અવાજ રડી ઊઠયો.

'મારે જવું જ પડે ને !' વનરાજ રજા માગી રહ્યો.

'હાસ્તો...' શ્રીદેવીની આંખો અંદરનાં અમીથી ચળકી ઊઠી 'ત્યારે ફરીવાર કયારે !'

'હું રૂપાબાને મૂકવા આવીશ ત્યારે અને પછી...' વનરાજ જોઈ રહ્યો.

'અને પછી ?'

'અને પછી...હમે ગુજરાત પર હલ્લો કરવાની તજવીજમાં છીએ....અને પછી હું નવું પંચાસર વસાવીશ ત્યારે મને ગુજરાતનો તાજ તમારા હાથે પહેરાવવાનો, મારા કપાળમાં રાજતિલક રૂપાબા નહિ શ્રીદેવી કરશે.'

'એ દિવસ...'શ્રીદેવી વનરાજના કપાળમાં એ દિવસ દેખવા હોય તેમ તાકી રહી.

'બહુ દૂર નથી' વનરાજ ઉતાવળો થયો, હું એ દિવસ પાછળ જ દોડું છું, મામા એજ દિવસને ઝંખે છે. રૂપાબા એની જ રાહ જોઈને દિવસો ગુજારે છે, મને રજા આપો...'

આજે વસંતપંચમીનો દિવસ દેવપટ્ટનમાં આનંદી ઉગ્યો હતો. સૌ કોઈ શણગારમાં સજ્જ બનતું હતું, જાણે દેવપટ્ટન આખું રંગરાગની રેલમછેલ કરતું, અને રસની છોળોપર હિલોળા લેતું ઓપતું હતું.

ત્યારે દેવપટ્ટનથી દૂર....જાણે શ્રીદેવીની સોડમાંથી તરતનો જન્મેલો ભાગી જતો હોય તેવો વનરાજ ચાવડો વડેરાના સિમાડાની કિનારી તરફ દોડતો હતો.

એણે એક વાવ પાસે શ્રીદેવીએ દીધેલું ભાથું પેટભરીને ખાધું, પાણી પીધું ને આરામ કર્યો, ને પાછો નમતા પહોરનો આગળ વધવા તૈયાર થઈ ગયો.

પાછો એ પૂરપાટ દોડતો હતો, એના દોડતા ઘોડાએ ઉડાડેલી ધૂળ પાછળ પડી જતી હતી, ઝાડ ઝાંખરાં ને ટેકરા એના ઘોડાની ગતિને માર્ગ આપી દેતા પીછેહઠ કરતા હતા, એની જોરદાર ઝડપમાં દૂર દેખાતા નાનાં આકારો મોટા બનીને મુજરો કરતા ને બીજી જ પળે પાછળ પડી જતા હતા.

બધ ામાં એને કશું જ દેખાતું નહોતું. એનું આખું માથું એક જ અવાજથી ભરાઈ ગયું હતું. એને એનો જૂનો જોડીદાર ચંપક

સંભળાતો હતો. એની બધી નજર એકજ આકારથી ભરાઈ ગઈ હતી, એને એનો નાનપણનો સાથીદાર ચાંપો દેખાવાનો હતો.

'વનુડા!' એક ખડક પરથી બૂમ સંભળાઈ. એનો ઘોડો ઠોકર ખાઈને અટક્યો. એની ચકોર આંખો અવાજની દિશામાં ચોંટી ગઈ. એણે એક ઘોડો જોયો. ઘોડા પાસેના ખડકપર કોઈ મૂર્તિનું પુરાણું ખંડેર ઊભું હોય તેવો એક પડછાયા જેવો પડછંદ આદમી દીઠો. એને આંખ આડે જાણે ધૂમ્મસ આવતું હોય તેમ એણે આંખો લૂછીને નજર નાખી, એનાથી બૂમ પાડી દેવાઈ, 'ચાંપા, ચાંપા....' ને એણે ઘોડાને એડ મારી.

'રણમાં તો ઝાંઝવાનાં જળ સરજાય છે ને કિનારા પર માયાવી નગરો અને ઝાડપાન ખડકાય છે તેવી મને મુરખ બનાવવાની રમત તો આ કચ્છડાએ નહિ કરી હોય ને!'

એ અધીરાઈથી આગળ વધતો વિચારી રહ્યો. હવે એ પેલા ઊભેલાની લગોલગ આવી પહોંચ્યો હતો. એણે અવાજ ઓળખ્યો.

'બંદા આવી પહોંચ્યા છે.'

એ છલંગ મારીને ઊતરી પડ્યો અને ઉતાવળા આવતા ચાંપાને ભેટી પડ્યો.

'વાહ ચાંપારાણા' વનરાજ હરખથી ચાંપાનો હાથ ઝાલીને ખડક તરફ ચાલ્યો,

'વાત તો કહે'

'વાત સાવ ટૂંકી છે' ચાંપો બોલ્યો, 'બાપાના ગુજરી ગયે બે વરસ થઈ ગયાં, મારા પર કલ્યાણીનો તગાજો વધી પડ્યો, એટલે

એક યુક્તિ રચી કે કાકીને દેવપટ્ટનની જાત્રા માટે તૈયાર કરવાં ને સાથે રૂપાબાને પણ યાત્રાળુનો વેશ પહેરાવીને દેવપટ્ટન દેખાડવું. અને મારે ખોવાઈ જવું'

'હવે !' વનરાજ જોઈ રહ્યો.

'હવે હું ખોવાઈ ગયો છું.'

'તને પોતાને પણ તું જડશે નહિ !' વનરાજ હસ્યો.

'ના,' ચાંપાએ માથું હલાવ્યું.

# ચોર

'માળો ચાવડો શો ઘડયો છે !' જયગઢના કિલ્લાના ઉપવનમાં એક હરણના ગાલ પંપાળતી એક અઢાર વરસની લાગતી જુવાન છોકરી જાણે કોઈને શોધતી હોય તેમ ચારેકોર ચકોરની જેમ ચમકતી જોઈ રહી હતી. એના મનમાં કોઈની ચિંતા મસ્તી મચાવતી હતી, 'શો આવે છે, ચૂપાચૂપ ને શો જતો રહે છે...ચૂપચાપ! જાણે ચપળાના ચમકાર જેવો, પવનને પાણીનો બન્યો હોય એવો...વાંદર પૂછો,' એ છેલ્લો શબ્દ મનમાં બોલી ને એના ગાલ હસી ઊઠયા. એ જાણે કોઈ આબુનાં ઊંચાં વધેલાં શિખ્ખર પરથી વિજળી વેગે ઊતરી પડશે એમ એને લાગ્યું. એ ઊંચે જોઈ રહી, એના બન્ને હાથમાંથી ગાલ છોડાવીને એનું મૃગ એની હથેળી ચાટતું હતું.

'છી...' એ ચાવડાને કોણ ગણે છે.

'આપણે તો...' બોલતી પેલી છોકરી હરણના કાન સુધી નીચી નમી અને કોઈ ખાનગી વાત કહેતી હોય તેમ, બબડી 'તારું જ નામ ચાવડો....વનરાજ...' બોલતી એણે મૃગલાના ગાલ પર ચુંબન

કર્યું અને મૃગ એને ન સમજાતું હોય તેમ જોઈ રહ્યું, 'હવે તો એ આવે ને તો કાનપટી મરડીને કાઢું બહાર અને કહું કે ભાગ માળા ચાવડા...ત્રણ ત્રણ દિનથી...ચાલ્યો જા ચૂપાચૂપ...એનું તો નામ જ પાડું ચૂપાચૂપ...' છોકરી એના મનમાં ઉતાવળી બબડી રહી, 'માળો કહે કે બધાં મોટાં કામ, ચૂપાચૂપ,......માતાના પેટમાં બાળક બંધાય છે કેવી રીતે ! અને પૃથ્વી પર સૂરજ ઉગે છે કેવી રીતે ?' 'ચૂપાચૂપ' જાણે એના મનના અવાજનો જવાબ ઊઠતો હોય તેમ પાછળથી ચૂપચાપ અવાજ સંભળાયો, એણે ચમકીને પાછળ જોયું. જાણે જમીનમાંથી પથ્થરનો ધડેલો ઊગી નીકળ્યો હોય તેવો એક પડછંદ જુવાન ઊભો હતો.

'ચાવડા' એણે ઉતાવળી બૂમ પાડી દીધી. એની આંખમાં અને આખા ચહેરા પર ઉતાવળો આનંદ ચમકી ઊઠયો.

'ચૂપાચૂપ' પથ્થરની પ્રતિમાને વાચા આવતી હોય તેમ જુવાન બોલ્યો.

'જા, તારી સાથે કોણ બોલે છે !' જુવાન તરફ ધસતી છોકરી લગોલગ આવી ને વચકાઈ પડી.

'કેમ !'

'ત્રણ દિવસથી રાહ જોવરાવી !' છોકરીએ છણકો કર્યો,

'એકદમ અગત્યના કામમાં...'

'એકદમ અગત્યના...' છોકરીએ વચમાં ચાળો પાડીને કહ્યું, 'કોઈનું ઘર ફાડવા ગયો હોઈશ...ને એકદમ એકદમ અગત્યનું...'

'તારું કામ કરવા જ...'

'મારું કામ !...' છોકરીએ ગુસ્સાનો ડોળ કર્યો, 'મારું કામ બહાર શું બન્યુંતું તે...'

'તારું જ, સુંદરકેશીનું...કેશીનું, કેસુડીનું...'

'શું !' છોકરીએ આખું શરીર હલાવી નાખ્યું.

'વેવિશાળનું... પંચાસરના, કલ્યાણીના સમ્રાટના સુબા અમરરાજ સાથે આબુરાજની રાજકુમારી સુંદરકેશીનાં વેવિશાળ, અને...'

'લુચ્ચા...' છોકરી કૂદી ઊઠી, ને વનરાજનાં ગાલ પર ચીમટો ભરતી, એક શ્વાસે બોલી રહી, 'બસ, બસ...બસ કર...'

'કાલે સવારમાં માગું આવશે, પંચાસરનો કલ્યાણીનો સૂબો અમરરાજ આબુરાજની સુંદરકેશીને માગવા...' વનરાજ ગંભીર થયો.

'ચાવડા...ચાવડા' સુંદરકેશીને કશી સમજ ન પડી.

'મને બાતમી મળી છે કે કાલે સવારમાં અમરનો દૂત તારે ત્યાં આવશે ને પરમ દિવસની સવાર સુધીમાં આબુને વીંટીને અમરની સેના ઊભી રહેશે.'

'હેં, વનરાજ....મારે ખાતર...બાપાને મારે ખાતર....તું મને તારી સાથે લઈ જા, ગમે ત્યાં....'

'ના, એમ નહિ....'

'ત્યારે કેમ !'

'તે જ કહેવા આવ્યો છું. અમરની ટુકડીઓ આવશે, તે પહેલાં

તું પિતાજી અને રૂપજીને બધી વાત કરી નાખ. બાપાજી લઈને રણમાં પડવાની મુરખાઈ ન કરે તેમ કર. આપણા સંબંધની બધી વાત કરી દે.'

'પણ પછી ! તું મને....'

'હું તને મારી સાથે લઈ જઈશ. તું ગુજરાતની રાણી થવાની છે તેમ તને પેલા બુઢ્ઢા જોષીએ નહોતું કહ્યું !'

'અને ત્યારે તો બાપાજી બીધા હતા કે મને અમર ઉપાડી જશે ને....'

'અમર નહિ ઉપાડી જાય. પંચાસરમાં કલ્યાણીના હવે પાંચ દહાડા બાકી છે.'

'પાંચ કેમ !'

'એમ, કારણ કે મેં અને મામાએ, મેં મારા બાવન રક્ષકોએ, એમ નક્કી કર્યું છે, કારણ કે આજથી પાંચમે દિવસે ભૂવડની દિકરી મહણિકાના લગ્નમાં પહેરામણી આપવા ગુજરાતની ઉપજ અને બધી ખડણી લઈને કલ્યાણીના રક્ષકો નીકળશે. અને રસ્તામાં તેમને ચાવડો ને તેનો મામો અને એ બંનેના બાવનવીર રસ્તામાં ભીડાવશે ને ત્યાંજ તેમનાં શસ્ત્ર ખડકાશે ને ત્યાંથી મળેલી અઢળક લક્ષ્મીથી ચાવડો ફરીવાર ગુજરાતની ગાદી પર જયકેશીની આણ વરતાવશે...' જાણે ભયંકર પણ ભવ્ય ભાવિ ભાખતો હોય તેમ વનરાજ બોલી રહ્યો. સુંદરકેશી શ્વાસ અટકાવીને સાંભળી રહી.

'અને હું ?'

'તેથી તો હું આવ્યો છું. બાપાજીને સમજાવ, આપણો સંબંધ કહી નાખ, તું એની એકની એક છે. તને નહિ દુભવે'

'પણ પછી !' સુંદરકેશીના કપાળમાં નસો તરી ઊઠી.

'પંચાસરથી અમરની પચાસ ટુકડીઓ જયમલ્લજી ન માને તો તેમને શિક્ષા કરવા નીકળી ચુકી છે.'

'બાપાજી નહિ જ માને...'

'પણ એટલેથી પતશે નહિ. ન માને પણ જો સામનો કરશે તો ટકી શકશે નહિ, સામનો કર્યા વિના પકડાઈ જાય. બંદીવાન બનીને તારી અને માતાજી સાથે પંચાસરના અને કલ્યાણીના કેદી તરીકે જાય...'

'ને પછી ?'

'રસ્તામાં રાત વાસો કરે ત્યારે બરાબર મધરાતે વિજયના મદમાં ઘોરતી એ પચાસે ટુકડીઓની ઘોર ખોદાઈ ગઈ છે. અમે ત્યાં તૂટી પડશું. મધરાતનું એ માઠું સ્વપ્ન સમજાશે તે પહેલાં કલ્યાણીની ટુકડીઓનો સંહાર થઈ જશે. તમને સૌને મામા મહેમાન તરીકે રાખશે ને પાંચમા દિવસ પછી મહણિકાની પહેરામણી તું પામીશ અને આપણે જોડાશું..."

વનરાજ જોઈ રહ્યો.

'સમજાયું' સુંદરકેશીએ શાંતિથી કહ્યું.

'તો તું જા, ને ઉતાવળી થા....હું ય જાઉં છું. મામા વ્યુહ ગોઠવી રહ્યા છે...' બોલતા વનરાજે સુંદરકેશીનો ચોટલો હલાવ્યો ને ઉતાવળો થયો.

'તો ત્યાં...' જતા વનરાજને સુંદરકેશી જોઈ રહી.



'ચૂપાચૂપ...' વનરાજની આંખો મસ્તીમાં હસી રહી.

❦

# સાંભળો રે સાંભળો

'આબુરાજ ખૂદ...' આબુની તળેટીમાં પથરાયલી જાણે હવા ખાવા પડેલી કોઈ છાવણી જેવી આબુરાજની અર્બુદા નગરીના પાદર પરની એક ચોકી પર એક આરબ ઘોડેશ્વાર ઘૂરકતો હતો.

'આબુરાજ ખૂદ' ચોકીદાર ગમ્મતમાં નાચી ઊઠયો ને ગમ્મતમાં હસ્યો 'આબુરાજ ખૂદ !... ખૂદા તાલા...આબુરાજ ખૂદ તો આકાશ જેવડા ઊંચા છે ને અંદર તો પાતાળ જેવડી કરાડો, ઘેરી ઘમ્મર ગુફાઓ છે, ધાડી એવી ઘટાઓ છે, ગેંડા, સરખી શિલાઓ છે, ને ઘૂમરી ખાતા દીપડાઓ છે, ને છે ને તે ભેંકાર ભમતા અવધૂતો છે ને,... આબુરાજ ખૂદ...' શી વાત કરો છો આજ ઘોડે ચઢવો ધાર્યો છે !'

'કયા, દિમાક પચ્ચીસી...' આરબ ઘોડેશ્વાર આ ચોકીદારની મજાકખોરી પર મરડાઈ પડયો.

'તો ચઢો નામદાર...' ચોકીદારે એક હોઠ લાંબો કરીને અને આંખો ગંભીર કરી દઈને કહ્યું, 'તો ચઢો. આબુરાજ ખૂદ પર તો આજ લગણ વાદળના ગોટા ગબડતા ચઢયા છે ને ચઢતા વરસ્યા છે ને વરસતા....'

'મેરી મજાક, બસ...મૈં'....આરબ સવાર અકળાઈ ઊઠયો.

'ક્યા, આપ તો ખૂદ આબુરાજકો...'

'હં, હમ ખૂદ આબુરાજકો મંગતા, જયમલજી કો મિલના ચાહતા...'

'જી, હજૂર...' ચોકીદારે ડોક લંબાવી,

'સીધા સટાક મારી મૂકો, અર્બુદાનગરીરમાં પહેલે દરવાજેથી પેસીને બીજે દરવાજે બહાર નીકળી આબુની દિવાલ સામે દાઢી ટેકવીને માથે હાથ દઈને જયગઢમાં જજો ત્યાં...આબુરાજ ખૂદ...'

ઘોડેશ્વાર જરાક ભોંઠો પડયો હોય તેમ ઘોડાને એડ મારી ચોકીદાર તરફ જોયા વિના ગુસ્સામાં ચાલતો થયો અને અર્બુદા નગીરીના બીજા દરવાજે પર્વત તરફ બહાર નીકળી ગઢ પાસે આવી પહોંચ્યો, અને ગઢના ચોકીદારો પાસે પોતે જયમલજી પર અગત્યનો સંદેશો લઈને આવ્યો છે બોલતો ઊભો.

આબુરાજ જયમલના અમાત્ય રૂપજી પાસે એક અનુચરે આવી ખબર આપ્યા.

'જી, હજૂર બડા તોરથી આવે છે ને કહે છે કે ખૂદ આબુરાજ...'

'ખૂદ ને બૂદ...એને કહે કે ખૂદને મળતાં પહેલાં રૂપજી અમાત્યને મળવું પડે છે, જા લઈ આવ.'

અનુચર ગયો અને થોડી વારે આરબ કાસદ સાથે દાખલ થયો.

'કયાંથી આવો છો ?' રૂપજીએ કાસદને આખો જોઈ લેતાં કહ્યું.

'કલ્યાણીના સમ્રાટના ગુજરાતના સૂબા અમરરાજનો...' બોલતા કાસદે પ્રધાનના હાથમાં કાગળ મૂકયો અને અમાત્યે બતાવેલા આસન



પર અદબથી બેઠો. રૂપજીએ કાગળ વાંચવા માંડયો. અક્ષરે અક્ષરે એના મોઢાપર અજાયબીના, તિરસ્કારના, ગુસ્સાના રંગો ફરવા લાગ્યા.

' આબુરાજ જયમલજી,'

તમારા પર અમારા સમ્રાટની સરકારનો આરોપ છે કે એક વખતે તમારી કુંવરી સુંદરકેશી તમારી સાથે શિકાર કરવા નીકળેલી ને રસ્તો ભૂલી એકલી પડી ગએલી ત્યારે જંગલમાં તેને શુરપાળ અને વનરાજ ચાવડો મળેલા. અમારા સમ્રાટના એ દુશ્મનો સાથે તમારી દિકરી ખાનગી સંદેશા ચલાવે છે તથા છૂપી રીતે ચાવડાને મળે છે એવી અમને બાતમી મળી છે. અમારે સમ્રાટ સાથેની તમારી મૈત્રીનો

પૂરાવો જોઈએ છે તથા તે બદ્દલ આ સાલ પૂરતી તમારે ખંડણીની રકમ દોઢી મોકલવી અને ખંડણી સાથે તમારી દિકરી સુંદરકેશીને પંચાસરના સૂબા અમરરાજના અંતઃપુરમાં વળાવવી જ્યાં તેની સાથે લગ્નવિધિથી અમરરાજ જોડાશે અને આપણી મૈત્રીનું જોડાણ અતૂટ રહેશે.

'આપને આ ધમકી નથી માનભરી માગણી છે. એ માગણીનો અનાદર થશે તો અમારી પચાસ ટુકડીઓ જે અમારે ત્યાંથી રવાના થઈ ચૂકી છે તે તમારી આબુની જાગીરને જપ્ત કરશે તથા આપ કુટુંબ સાથે સમ્રાટના રાજકેદી બનશો.'

'અરે વાહરે...' રૂપજી દાંત કકડાવતો ભયંકર હસ્યો. 'તમારી પચાસ ટુકડીઓ કેટલેક છે?'

'મધરાત સુધીમાં આબુની લગોલગ આવી પહોંચશે.'

'ભલે આવે, આબુરાજને આંગણે પચાસ ટુકડીઓની માવજત મોંઘી પડી જવાની નથી...' વૃદ્ધ અમાત્યે આંખ પર આવેલા ધૂમ્મસનાં પડળ લૂછતાં નાકની લંબાયલી અણીને ઉગ્ર બનાવતાં પાછું મોં મલકાવ્યું.

'પણ મારે શું સમજવું ?'

'હું કહુ છું તે...' પાછો અમાત્ય હસી ઊઠયો. આરબ દિગમૂઢ ઊભો.

'પણ મારે જવાબ લઈને...શો જવાબ લઈને...'

'જવાબ તો જયમલજી દેશે...હું તો ગમે તેવો પણ નોકર...'

બોલતા અમાત્યે દરવાનને ઈશારત કરી, 'આપણા મહેમાનને મહેમાન-ગૃહપર...કોઈ વાતની અગવડ ન રહે...'

'જી' બોલતો દરવાન મહેમાન તરફ ફર્યો અને ગિરફ્તારી અનુભવતો આરબ ચૂપચાપ દરવાન સાથે ચાલતો થયો. એમ આખો દિવસ વીતી ગયો પણ કલ્યાણીના કાસદને જવાબ મળ્યો નહિ, સંધ્યાકાળની નોબત વાગી ત્યારે અર્બુદાનગરીમાં નવીજ જાતનો પડો બાજી રહ્યો.



શેરીએ શેરીએ ફરીને ઊંટપર બેઠેલો એક આદમી વિચિત્ર ડંકા વગાડતો નગરવાસીઓને સંભળાવતો હતો.

'સાંભળો રે સાંભળો...' અર્બુદાની શેરીઓ સૂમસામ બનીને સાંભળતી હતી, 'કલ્યાણીના સમ્રાટની કુડી નજર આબુરાજ પાસે દોઢી ખંડણી માગે છે, ને પંચાસરના સૂબા માટે આબુરાજની કુંવરીનું શરીર માગે છે. જયમલજીએ ના પાડી દીધી છે અને નગરજનો પર આફત ન ઊતારવા પોતાનું આખું કુટુંબ રાજીખુશીથી કલ્યાણીનું કેદી બની જશે તેવો જવાબ કહાવ્યો છે. કોઈ તોફાન ન કરે એવી જયમલજીની આણ છે...'

આ વિચિત્ર અવાજથી ચોંકી ઊઠેલી શેરીઓ તાજુબ થતી હતી.

સૂનકાર બનતી અર્બુદાના એક દરવાજામાં થઈને એક આરબ ઘોડેસ્વાર પોતાને મળેલા વિચિત્ર જવાબ પર હેરત પામતો રસ્તે પડતો હતો.

ꟹ

# મહેમાનો આવ્યા

અર્બુદા નગરીના માથા પર સુરજ તપતો હતો ત્યારે ચાલુક્ય ફોજ પૂર્વ તરફના દરવાજે પેસતી હતી. જયગઢ દરવાજા સુધી લંબાયલું આખું બજાર બંધ હતું. કોઈ અટારીમાંથી કોઈ અધ ઉઘાડી બારીમાંથી કોઈ જાળીના સળિયા વચમાંથી મોઢું ડોકાતું હતું. બજાર પર છુટાછવાયા લોકો ફરતા હતા. ઘેર ઘેર અનેક પ્રકારની અફવાઓ ઊડી હતી. દરેકના કાન કાંઈ વિચિત્ર સાંભળવા મંડાયા હતા, દરેક આંખ કોઈ અવનવું જોવા ભાળતી હતી, પણ સુરજ નમ્યો ને અસ્તાચળમાં ઊતરી પડયો ત્યાં સુધીમાં એવું કંઈ બન્યું નહિ. અમરે મોકલેલા પંદરસો ઘોડેશ્વારો ગઢની આસપાસ ગોઠવાઈને આરામ કરતા હતા અને ચાલુક રાજનો સેનાપતિ આબુરાજના પ્રધાન રૂપજી સાથે ચાર કલાકથી મસલત કરવા ગયો હતો.

'બહુ જીદ નહિ કરો,...' રૂપજીએ કટાણું હાસ્ય કર્યું.

'જીદ !' કલ્યાણનો સેનાપતિ ડઘાયો.

'જી'

'મારું નહીં જ સાંભળો !'

'તમારું નહિ, કલ્યાણીના સમ્રાટનું, ભૂવડનું. આપણે તો એના નોકર, જયમલજી જાતે આવે છે, એને લઈ જાવ, જેમ તમને છાજે તેમ, કેદ કરીને પછી કલ્યાણીના ન્યાયાસન આગળ એમનો ન્યાય તોળજો સમ્રાટના દુશ્મન ચાવડા સાથેનો સંબંધ સાચો ઠરે તો...'

'પણ મને હુકમ...'

'તમને હુકમ ! જયમલને ઝબ્બે કરવાનો, આબુને ઉખેડી નાખવાનો, અર્બુદાને કચડી નાખવાનો છે શું ? તો ભલે અમારી પાસે પાંચસો પાળા ને એકસો ઘોડેશ્વાર છે....' રૂપજીના દાંત કકડયા, આંખો કલ્યાણીના સેનાપતિ પર તરવારો ચમકાવી રહી.

'ભલે મહારાજા જયમલજી મારી સાથે આવે ને જવાબ આપે અને.......'

'શું ?'

'રાજકુંવરી પણ....'

'સુંદરકેશી ! એ તો આવવાની જ. અમરભાઈ ને જુવે, પંચાસરને દેખી, એમની આબાદી, એમની જાહોજલાલી...' આ વિચિત્ર વૃદ્ધ તરફ હોઠ ચાવતો સેનાપતિ જાણે તે કોઈ મોટો ન સમજાય તેવો કોયડો હોય તેમ દેખી રહ્યો.

'અમારા સો ઘોડેશ્વાર સાથે આવશે.'

'ભલે.'

'અને તમારું એક પણ માણસ અહીં ન રહે.' રૂપજીએ બીજી માગણી મૂકી.

'ઠીક, સવારમાં વહેલા...'

'અરે એમ તે થાય કે મારા ભા....' એક પળવારમાં જ રૂપ-જીનો આખો ચહેરો અતિથિ સત્કારથી ઊભરાઈ ગયો. એણે સાકરીયા સાદથી કહ્યું, 'આવ્યા શું, જાવ શું! અર્બુદા માતાનાં દર્શન કર્યા વિના દત્ત ભગવાનને દીઠા વિના ને નખી તળાવ પર ફર્યા વિના...ને હજુ જયમલજીને તો સવારે મળી શકાશે ને શું મારા સાહેબ, સવારનાં ખાણાં પીણાં કરીને નમતા પહોરે નીકળી જવાનું...ખાસી મઝાની રૂપેરી રાત છે. મારવાડની હદના પથ્થરિયા પહાડમાં રાતવાસો કરજો ને પછી ત્યાંથી વહેલી સવારે નીકળી જાજો તે ઠેઠ...' બોલતો રૂપજી ઊભો થઈ ગયો, 'ચાલશું ?'

'ક્યાં !'

'નખી તળાવ પર—સુંદરકેશીનો વાસ છે ત્યાં. એણે કલ્યાણીના સામંતોનાં વખાણ તો ઘણાં સાંભળ્યાં છે. એને આપને જોવાનું મન છે...'

'જઈએ...' કલ્યાણીનો સેનાપતિ એ એક મીઠી વાત ઓગાળતો વૃદ્ધ રૂપજી તરફ મમતાથી તાકી રહ્યો.

# રૂપેરી રાતે

મારવાડને આબુની હદ વચ્ચેના પહાડો પર પથરાયેલ ચંદ્રની રૂપેરી ચાંદનીમાં આજે સળગતી મસાલો લાલ અજવાળાં મિલાવતી હતી.

મસાલોની ધ્રૂજતી જ્યોતની તેજધારાઓ ભેગી શિલાઓની છાયાઓ, ને નાના મોટાં ઝાડના પડછાયાઓ પણ નાચતાં હતાં. એ નાટારંભમાં પડછાયા જેવાં માણસો પોતપોતાના કામમાં વળગ્યા હતા, ને દિવસના થાકવાળા એ સૌ થોડે દૂર દેખાતી તાપણીઓ તરફ ભોજનની રાહ જોતા હતા ને રાહ જોતા વખત પસાર કરવા માટે કોઈ વાતો કરતા હતા, કોઈ ગમ્મતે ચઢયા હતા, કોઈ લલકારતા હતા.

પાસે જ ટેકરી પર ઠોકાયેલા બે તંબુઓ પાસે આઠ પહેરેગીરો પહેરો ભરતા હતા અને બન્ને તંબુઓની અંદર બે ઝાંખી મસાલો બળતી હતી.

પછી એક અવાજ થયો. સૌએ તેને ભોજનના અવાજ તરીકે ઓળખ્યો. જોતજોતામાં જમનારાઓની લંગારો ગોઠવાઈ ગઈ. પિરસનારાઓ પિરસવા લાગ્યા. જમતાં જમતાં થાય તેવી વાતોનો અવાજ આવતો હતો, જમનારાના સબડકા સંભળાતા હતા, પિરસનારાઓના



મીઠા અવાજ સુણાતા હતા, ત્યારે એ શું? પહાડ પાછળ પગરવ જેવું સંભળાયું. એ પગરવ શો હતો તેનો સવાલ જાગે તે પહેલાં તો ભયંકર ઘોર મારતા જવાબ ગરજ્યો.

'બાવનવીર...' જાણે દબાયલી છાતીઓમાંથી બહાર નીકળતી હોય તેવી બૂમે જમનારાઓના હાથ ઝાલી લીધા. બધા કોળિયા કંઠમાં અટકયા. એકપળ અચકાઈ ગઈ, બીજી પળે બીજો નાદ ગાજ્યો, 'વનવીર' પાછળના પહાડ નીચે ઊભેલા ઘાસમાંથી શરીરો ઊચકાયાં ને તે સાથે જ બાણોનો સુસવાટ સમસમી ઊઠયો. જમણવારને એક ભયંકર ચિત્કાર ચીરી રહ્યો.

મિજબાનીમાં લોહી ખરડાયાં. લોહીમાં તરબોળ શરીરો તરફડતાં પડયાં, બધાં આંખો ચોળતાં ઊઠયાં, લથડતાં દોડયાં, પડતાં આખડતાં અવાક બનીને હથિયાર લેવા દોડયાં. ટેકરી પરના બંને તંબુઓ સળગતા હતા.

'ગુર્જરરાજ !' પાછો રણનાદ ગાજ્યો.

'વનરાજ !' પાછાં બાણનો વરસાદ વરસ્યો, ટપોટપ શરીરો પડયાં. મિજબાની માણનારા પોતાનાં જ લોહી ચાટતા પટકાઇ પટકાઈને પડયા.

જોત જોતામાં બે ભાગમાં હરોળો ગોઠવાઈ ગઈ. બધા પગપાળા લડવા લાગ્યા, ધીમે ધીમે ઘોડા પર બેસનારા પણ ધસવા લાગ્યા. કારમા અવાજો કકળવા લાગ્યા, ચાલુકરાજની જય અને વનરાજનો જય એવી બે બૂમોથી લડનારા એકબીજાના દુશ્મનોને ઓળખવા લાગ્યા ને ઓળખીને ઊછળી ઊછળીને ઘા કરવા લાગ્યા.

'જયઁ, જયકેશી,' એક અવાજે ઘોષ કર્યો, અને અવાજમાંથી કોઈ પ્રચંડ પડછાયો જાગી ઉઠયો હોય તેમ શુરપાળ સામા પક્ષપર ઊછળ્યો.

'શુરસેન...ચાવડાનો મામો....તૂટી પડો' સામા પક્ષમાંથી ધસી આવતા અવાજ ઉમટયા. પાછલી રાતનો ચંદ્ર આથમવા ઊતરવા લાગ્યો, પ્રકાશ થોડોક રાતો થયો. પહાડના પડછાયા વધારે મોટા થયા.

શુરપાળે ઘણે દહાડે રણમેદાન પર ઊતરવાનો લહાવો લીધો, એણે ઝૂકી ઝૂકીને ઘા કરવા માંડયા. એના ઘાએ ઘાએ એકેકો પ્રાણ પરવારી ગયો, એની તરવારે મરણનાં કુંડાળાં રચ્યાં. એ રચનામાં અંગ વછૂટયાં, માથાં મરડાયાં, આંતરડાં અટવાયાં. એની તરવાર લોહીની છોળો ઉછાળતી મડદાંના ઢગ ખડકાવી રહી.

ચંદ્ર નીચે ઊતરી ગયો હતો, અંધકાર પથરાઈ ચૂકયો હતો, મસાલોના અજવાળામાં એ લડનો લડતો ઘેરાઈ ગયો હતો તેનું ભાન રહ્યું નહોતું.

'પણ મામા...મામા ક્યાં !' વનરાજ પોતાના હાથે એક જણની મસાલ આડીઅવળી ખેંચતો ઉતાવળો જાતો હતો. એને મામા ભિડાયા છે એમ સમજાઈ ગયું. એણે એના બાવન વીરને સાદ દીધો, 'અહીં જયમલ સાચવશે, આપણે પહાડની પાછળ થઈ નાસતા દુશ્મનોને...'

બોલતા એણે એડ મારી. થોડીક મસાલોવાળા બાવનવીરોએ એની પાછળ મારી મૂક્યું.

'મામા, મામા' દૂરની એક મસાલે એને દુશ્મનોનું ટોળું દેખાડ્યું, ટોળાની વચમાં એણે એકલો ને અટુલો ઝુઝતો મામો જોયો. એના ગળામાંથી ગર્જનાએ ત્રાડ દીધી, 'મામા મામા'

એણે મામાની તરવાર ચારેકોર ાવંઝાતી જોઈ. ભૈરવ જેવો ભાણો મરણમાં મ્હાલતા મામા તરફ કામઠામાંથી છૂટેલા તીરની જેમ ઉડયો.

મામાનો આખો દેહ લોહી નીગળતો હતો, મામાની આંખોમાં લાલ ભુરાં કુંડાળાં નાચતાં હતાં, મામાને ધરતી ફરતી લાગતી હતી, બધાં શબ ઉપરતળે થતાં જણાતાં હતાં, પોતે શબ છે કે સજીવ તેનું ભાન રહ્યું ન હોતું, પોતે ધરતી પર છે કે વાદળો પર તાંડવ રમે છે તે સમજાતું ન હોતું. જાણે મોટો કડાકો થયો હોય તેવો મામાના માથામાં અવાજ થયો, જાણે પર્વત પડતો હોય તેમ મામાને પોતાનું શરીર પડતું લાગ્યું. એને પડેલાને મૂકીને એના શિકારીઓ નાસતા હતા.

મરતા મામા પર હાથ ફરતો હતો, મરતા મામા પર અવાજ ઘૂંટાતો હતો એણે બંનેને પારખ્યા.

'મારા...બાવનવીર...' મરણ પામતો મામો આગળ ન બોલી શક્યો.

# મહારાજા ભૂવડ

'આબુરાજ હાથથી ગયો ને ચાવડો તેનો જમાઈ બન્યો....' કલ્યાણીનો ચાલુક્ય સમ્રાટ એના ધોળા માથાપર હાથ ફેરવી રહ્યો.

'જી' એની સામે બેઠેલા સામંત ભટે દબાઈ ગયેલા અવાજે કહ્યું.

'મને તેનું દુઃખ નથી, અમરને તેથી જ તાબડતોબ બોલાવી લેવો પડયોને ! એણે આબુરાજને સમાલવાને બદલે સુંદરકેશી પર નજર ઠેરવી. સુંદરકેશીના કેશ આજે આપણા રાજનો ફાંસો બન્યા છે....'

'મને પણ તેજ દુઃખ થાય છે, ગઈ સાલ સોરઠિયા ઠાકોર તરફ જતી રૂપિયા બે લાખની તિજોરી લૂંટાઈ, મોઢેરા પર ધાડ પડી, પટ્ટણમાં શરાફોની દુકાનો ફાટી એ બધાને આપણે ધાડ કહેતા હતા, એ બધું બહારવટામાં ખપતું હતું. આબુરાજ વણસવાથી આજે ચાવડાને નવું બિરદ મળી ચૂકયું, બહારવટાની કિનારી રાજપદને જઈ અડી...'

'એટલે તો હજુ ગઈ કાલેજ રામનગર પડયું, હવે આબુ લંબાશે ને ગુજરાત આખાને ગળી જશે...'

'મને છેક એટલી બધી નિરાશા નથી આવી ગઈ પણ....' ભટનો ચહેરો ભારે થઈ ગયો.

' પણ શું ? ' ભૂવડ જોઈ રહ્યો.

' આપણે આરબ આણ્યા પણ છેવટે ભાડુતી તે ભાડુતી. વનરાજની આસપાસ આજે ગુજરાતનાં ગુર્જર જુવાનોના જુથ જામતાં જ જાય છે, રૂપસુંદરીના મુલતાનમાંથી પણ કહે છે કે ટુકડીઓ આવી છે. ચાવડો બાવનરાજ થઈ પડયો છે. ગઈ કાલનો ભરવાડ આજે સેનાપતિ અણહિલ બની ચૂકયો છે. ચાંપાની ચાંપ જેટલી અચૂક બની છે તેટલી જ એની ચતુરાઈ સચોટ માલમ પડી છે અને કહેવાય છે કે વનરાજ પોતે તો શૂરાતનનો જ ઘડેલો છે, એનો મામો ખપી ગયો તેની એને ખોટ સાલશે પણ તેથી એ હવે તૂટવાનો નથી અને....'

. 'ભટરાજ, ભટરાજ....' મંત્રી અજયનો પડછંદ દેહ ઉતાવળો બોલતો પેઠો અને સમ્રાટને સામંતની વચમાં ઊભો. અજયના હોઠ ફફડતા હતા, 'સમ્રાટ...જોકે આપણે પહોંચી શકશું નહિ પણ...' 'શું !' ભૂવડ અને ભટરાજ ભડકથી ભવાં સંકોચી રહ્યા.

'રામનગર જેવી ડુંગરાની ઠકરાત સર કરવાનો જ એનો આદેશ નહોતો, દુશ્મન ભયાનક નિવડયો છે...'

'પણ થયું શું ?' ભૂવડ ભયાકુલ બન્યો.

'એણે આબુ તરફ જવાનો ડોળ કરી આખી સેનાને બાવીસો ઘોડેશ્વારોને અને પાંચસો સાંઢણીઓને લઈ.. '

'પણ કોણે !' ભટરાજ ઉતાવળો થયો.

'ચાવડાએ. રાતોરાત ધાડા જંગલમાં ઝંપલાવ્યું ને ત્રણ દિવસને ત્રણ રાતની એક ધારી કૂચ કરી, ને અઢાર કલાકમાં પર્વત ઓળંગી પેલી પાર ઊતરી પડયા. ભેડાઘાટ આગળ આપણા બારસો ઘોડેશ્વારો જે ગુજરાતની દોલત લઈ ને રાજકુમારી મહણિકા, બાની પહેરામણીમાં

લઈ જતા હતા તેમને ચારે બાજુથી ઘેરી લીધા. પર્વત પરથી ગેંડા ગબડે તેમ ગબડયા. ડુંગરાની કરાડોમાં ઘન ગરજે તેમ ગાજ્યા ને, બધું, બધું જ લૂંટી લીધું છે....બાતમીદાર આવ્યો છે. કહે છે કે આપણી ટુકડીઓ એવી તો ઘેરાઈ ગઈ છે કે કલ્યાણીમાં જીવતા કોક જ આવશે.'

'પહેરામણી થઈ ગઇ. વનરાજનાં લગ્ન સુંદરકેશી સાથે થયાં તેની, બોલો, ભટરાજ ખરી વાતને....!' ભૂવડ ભયંકર હસ્યો. અવાક્ બનેલો ભટરાજ જોઈ રહ્યો.

'આજે એક માસ થઈ ગયો, કર્ણરાજના વિજયના ખબર પણ આવ્યા જ નથી....'

'આવ્યા છે !' અજય બોલ્યો.

'શા !'

'કે કર્ણરાજ નવલપુરમાં છે અને એમને માટે આજ સુધી બધું જ અશક્ય બન્યું છે. અણધાર્યાં ઝાપટાં આવે તેમ દુશ્મન તૂટી પડે છે ત્યારે ઝપાઝપી થાય છે, બાકી જંગલો, વેરાન પ્રદેશો, અને ઉજ્જડ બજારો સિવાય કશું જ દેખાતું નથી. શુરપાળે આપણી સાથે લડવાનો નવો જ જંબૂક વ્યૂહ રચ્યો તે...

'એને તાબડતોબ પાછો બોલાવી દો' ભૂવડે હુકમ આપ્યો.

'મારો પણ એવો જ નિર્ણય થયો તો' અજયે કહ્યું.

# આપણે પટ્ટણ રચીએ

ત્યારે કોઈ વારે જંગલ આવું ઝણઝણતું નહોતું. રામનગરની હદને છેડે પથરાઈ પડેલા પહાડોની દિવાલો સાથે લચકાઈને વહેતી રેવાએ આવો માનવ કલરવ સાંભળ્યો નહેતો. એક સાથે અગિયારસો શબને પોતાના કિનારા પર કદી સળગાવ્યાં નહોતાં, અને એ ચિતાના અંગારા હજુ ટાઢા નહોતા પડયા ત્યાં તો ચિતાના રચનારા વહેલી સવારથી ગાનતાનમાં ગુલતાન મચી પડયા હતા.

જંગલના વતનીઓ, કોઈ નાગાં, કોઈ લંગોટી ધરીને, કોઈ કેડપર ઘૂઘરમાળ પહેરીને તો કોઈ છાતીપર મોરલો ચિતરીને, કોઈ નર કોઈ નારી જંગલ પણ ઝોલે ચડી જાય તેવાં જોર શોરથી નાચી ઊઠયાં હતા.

સૌને મિજબાની મળી હતી. સૌને ગમે તેવો નવો વનનો રાજા સાંપડયો હતો.

જાણે રાજસભા ભરાઈ હતી. એના બાવનવીરના મંડળવાળો ચાવડો એક મોટી શિલા પર બેઠો હતો. ડાબા જમણા હાથ જેવા અણહિલને ચાંપો બે બાજુ ગોઠવાયા હતા. એના અઢારસો સૈનિકો

ગોળાકાર બન્યા હતા, વચમાંની વિશાળ જગાપર જંગલનાં વતનીઓ નાચતાં હતાં, 'ડેબરા—ડેબોન ડોન....ડોન' એક મોટું નગારું નાચનો ઉન્માદ જગવતું હતું.

રેવાના તીરપર રંગ જામ્યો હતો.

એ રંગથી રંગાયા વિના વનરાજનું ગંભીર મોઢું ઘડીકમાં ડાહ્યું તો ઘડીકમાં જમણું ફરતું હતું.

'આપણે પટ્ટણ રચીએ' એણે સીધી નજર ફેરવતાં કહ્યું, 'સરસ્વતીના કિનારા પર. ત્યારે તો એ તરંગ હતો, આજે એ સાચો બનશે ને કિનારાપર, રોનકદાર બજારોવાળો થઇને, સુવર્ણકલશનાં સરસ્વતીના દેવઘુમ્મટોવાળો બનીને, જાજરમાન ગઢ બનીને...આજે હવે, સરસ્વતીના તરંગો પર એ તરંગ....'

'મામા હોત તો...' ચાંપો અધૂરું વાક્ય ગળી ગયો. વનરાજના ચહેરા પર ઘા પડયો હોય તેમ લોહી સૂકાઈ ગયું, પાછો એ બોલ્યો 'આપણે કામે લાગી જવું જોઈએ, મામાની એ ઇચ્છા...એ એક જ ઉમેદ બર લાવીને આપણે મામાના મોતને મગરૂર બનાવી શકશું.'

'હાસ્તો' ચાંપો કોઈ વિચાર આવતો હોય તેમ જોઈ રહ્યો.

'ચાંપો, સાધો પાટણ તરફ જાય ને ત્યાં રહીને ગુજરાત આખાના કારીગરો જમાવી કામ આરંભે, તું અણહિલ દેવપટ્ટન પર જા ને ત્યાંનાં બજારોની બધી લક્ષ્મીને બાંધી લાવે ને સાથે શ્રીદેવી તથા રૂપાબાને આબુ તરફ પહોંચતાં કર, હું આબુમાં રહુ ને આબુને પાટણની વચ્ચે ફરતો રહી આસપાસના ચોકી પહેરા મજબૂત કરતો રહું ને આપણી હદને લંબાવતો રહું...' બોલતો વનરાજ કંઈ જોતો હોય તેમ અટકી ગયો અને પાછો બોલ્યો.

'સરસ્વતી કિનારાપરનું નવું પાટણ ગુજરાતનું નવું પાટનગર થશે ને તે અણહિલપુર પાટણ કહેવાશે, ત્યાં મને શ્રીદેવી રાજતિલક કરશે, ચાંપો મહાઅમાત્ય બનશે...એવું મેં નક્કી કર્યું છે.' બોલતા વનરાજે એક નજર ચાંપાપર ને અણહિલપર નાખી.

થોડી વારસુધી કોઈ કંઈ બોલ્યું નહિ.

# ગુર્જર રાજ

સૂરજ ઊગતો હતો.

જાણે કોટનો કંદોરો પહેરીને ઊગતા સુરજને જોતું ને લાલ બનતું મીઠું હસતું હોય તેવું પાટણ સરસ્વતીના કિનારા પર પથરાયું હતું. કોટની પાછળથી, દેવળનાં શિખરો સુવર્ણ કળશ ધરીને ઊભેલાં દેખાતાં હતાં. સંગેમરમરના શરીરવાળા મિનારા પરના કળશો, કોટ પરથી ડોકાતાં નાળિએરીને તાડનાં ઝાડો, હેમાચાર્યની પોપધશાળાનું આરસનું વિશાળ ધાબું, એ બધાં સરસ્વતીનાં શાંત પાણીમાં પોતાના પડછાયા જોવા મચી પડયાં હોય તેવાં દેખાતાં હતાં.

એવી ગુજરાતની ધરતી પર, ગુજરાતની કળામાંથી, ગુજરાતની મજૂરીમાંથી આરસથી મઢેલી એ ગુજરાતની પાટનગરી એક રાતમાં ઊગી નીકળી હોય તેવી ઓપતી હતી.

કવિઓ એને કવિતા કહેતા, કલાકારો એને ચિત્ર કહેતા, ઇતિહાસકારો એમાં ઇતિહાસ ઊતરેલો દેખતા, પટ્ટણીઓને મન તે પ્રાણ સમાન હતી.

એવી ગુજરાતની પાટનગરી પર આજે ઇસુના ૭૪૬ મા વરસની વસંત પંચમીની સોનેરી ઉષા ઊગતી હતી.

ઊગતી સવારમાં સરસ્વતીના કિનારા પરના બૂરજો પર કીડીઓની લંગાર ચાલતી હોય તેવા લોકો ફરવા લાગ્યા, ધીમે ધીમે કિનારા પર ના કોટના દરવાજા એક પછી એક ઊઘડવા લાગ્યા. ઉઘડેલા દરવાજામાંથી કોઈવાર હાથી પર બેસી ફરતા મહાવતો તો કોઇવાર ઝડપથી પસાર થઇ જતો ઘોડેસ્વાર દેખાવા લાગ્યો. પછી ધીમેધીમે લહેરી લોકોનાં ટોળેટોળાં પાટણના મુખ્ય બજાર પર ફરતાં થઈ ગયાં હતાં અને રાજગઢપર વાગતાં ચોઘડીયાં આજના વનરાજના રાજ્યાભિષેકની ખબરો ઘેરઘેર પહોંચાડતાં હતાં. ઘોડેસ્વારો દોડધામ કરતા હતા, કોઈ પાલખીમાં બેસી, કોઈ ઘોડે ચઢી, કોઈ હાથીપર ગોઠવેલી અંબાડીમાં ડોલતા, કોઈ ઉતાવળાં ચાલતાં રાજ્યગઢ તરફ સૌ આગળ વધતાં હતાં. રાજગઢ પાછળના મેદાનમાં પચાસ હજાર જેટલા સૈનિકો શસ્ત્રસજ્જ થઈ કવાયત કરવા અને ગુર્જરરાજને સલામી કરવા એકઠા થયા હતા.

રાજગઢમાં નવ વાગ્યાના ડંકા પડયા ને, અનેક પ્રકારના વાજીંત્રો, શરણાઇઓ, શંખ વિગેરે વાગી ઊઠયા. બહારનો રંગમંડપ લોકોથી ઊભરાઈ જવા લાગ્યો, સભામંડપમાં દરબારીઓ, વેપારીઓ તથા મહેમાનો ગોઠવાવા લાગ્યા. મૂછો મરડતા સામંતો, ભારેખમ લાગતા વિદ્વાનો, પંડિતો, રૂપિયાના રણકારાથી રાચી ઉઠેલા વેપારી મહાજનો વિગેરે સૌ આજે અજબ રંગથી રંગાયલ લાગતા હતા.

પછી એક મોટા વિશાળ સિંહાસન પાસે ગોઠવેલી ખાસ ખુરશીમાં મહાઅમાત્ય ચાંપો આવ્યો ને જાણે એની ભમરોની ચાંપ ચઢાવતો આખી સભાનું સંધાન કરતો હોય તેમ બેઠો. પછી સિંહાસન પાસે ગોઠવેલા રૂપેરી બાજોઠપર રૂદ્રાક્ષની માળાઓ ધરેલા, ચોટલીઓ બાંધેલા, ત્રિપુંડ કરેલા, બ્રાહ્મણો આવ્યા ને ગોઠવાયા.

પછી એક મોટી છડી ઉંચકાઈ ને ચારણોની જીભ એક અવાજે બોલી ઊઠી. આખો દરબાર ઊભો થઈને નીચો નમ્યો, રંગમંડપમાં ગોઠવાયલી લાખોની મેદની અડધી ઊભી થઈ ગઈ.

જાણે પોતે એકલો જ હોય તેવો વનરાજ ધીર ગંભીર સિંહાસન પર તાક માંડીને આગળ વધતો હતો અને એની સત્તાનું, એના શૌર્યનું, ને એના વિજયનું બીજું સ્વરૂપ હોય તેવો મહાસેનાની અણહિલ ધરતીને ચગદી નાખવા ચાલતો હોય તેમ જોરદાર ચાલતો હતો. પાછળ આબુરાજનો વૃદ્ધ રાજગુરૂ નમસ્કાર સ્વીકારતો ચાલતો હતો, તેની સાથે કેડમાંથી નમી ગએલો પણ નીચા નમેલા નાકથી રહસ્યો કોતરી કાઢતો હોય તેવો આબુરાજનો વૃદ્ધ મંત્રી હતો, અને એ બંનેની વચમાં આબુરાજ જયમલ હતો. પાછળ જતિઓમાં આગળ પડતા એવા મુનિ શિલગુણસૂરિ હતા તથા તેમની સાથે બે બ્રાહ્મણ પંડિતો ચાલતા હતા.

વનરાજ સિંહાસન પર બેઠો ને પાછલે બારણેથી સુંદરકેશી આવીને એની સાથે ગોઠવાઈ. એક મોટો જયનાદ રાજગઢને હચમચાવી મૂકતો ગાજ્યો.

સફેદ પાઘડીમાં સજ્જ થએલો ચાંપો પછી ધીમેથી ઊઠયો, અને એક નજરથી આખી સભાને આવરી લેતો બોલ્યો, અને લોકોના જયનાદ વચ્ચે મગરૂર બેઠો.

પછી રાજગુરૂ ઊભા થયા અને મંત્રો બોલ્યા. ધુરંધર જોષીઓએ ભેગા મળીને નક્કી કરેલું રાજગઢપર ધ્વજ ફરકાવવાનું ને તાજ પહેરવાનું તથા રાજતિલક કરવાનું મુહૂર્ત આવી પહોંચ્યું. સિંહાસન પાછળના ઝરુખામાં બેઠેલી બે વૃદ્ધ માતાઓમાંથી એક આધેડ

વયની દેખાતી શ્રીદેવી ઊઠી અને વનરાજના કપાળમાં તિલક કર્યું, વનરાજના માથા પર તાજ પહેરાવ્યો. પાછો લોકોએ પ્રચંડ એવો જયકાર કર્યો. બધા બ્રાહ્મણો એક સાથે મંત્રો બોલ્યા, જતિએ આશીષ આપ્યા, ચારણોએ કવિતો ગાયા. રાજ્યાભિષેક જોવા ભેગું થએલું ગુજરાત ઘેલું ઘેલું થઈ ગયું.

વનરાજે ઉદાર હાથે દાન દીધા, સત્તાની પદવીઓ આપી અને ગુર્જરરાજનું બિરૂદ ધારણ કર્યું.

અને તે દિવસથી પાટણના રાજકર્તાનાં વશગાન ગુજરાત આખામાં ગવાવા લાગ્યાં.

અને તે દિવસથી ગુર્જરરાજની ગણના હિંદભરમાં થવા લાગી.

એવા તે દિવસથી સાત દિવસો સુધી અણહિલપુરપાટણ એક મોટો ઉત્સવ બની રહ્યું. સાત સાત દિવસ સુધી પાટણભરમાં એક અખંડ ઉલ્લાસ ઊભરાઈ રહ્યો. એમ પહેલું સપ્તાહ પૂરું થયું. એક પછી અનેક અઠવાડિયાં આવ્યા અને પસાર થયાં.

અનેક દિવસો ઉગ્યા અને અનેક રાતો આથમી ગઈ.

એમ અનેક વરસોમાં અનેક દિવાળીઓ ઝગમગી ને પાછી બુઝાઇ ગઇ. અનેક હોળીઓ સળગીને પાછી હોલવાઈ ગઈ. એમ સરસ્વતી પર અનેક ચોમાસાં વરસ્યાં ને ઘોડાપૂર રેલાવતાં વહી ગયાં.

જાણે અણહિલપુર પાટણ હજારો વરસથી ચાલ્યું આવતું હોય તેમ લોકોને લાગ્યું. અને એમ ટેવાઈ ગએલું જીવન વહેતું રહ્યું.

રાજમાતા રૂપસુંદરીની આંખો મીચાઈ ગઈ હતી. શ્રીદેવી પણ કામનાં વહેણમાં શમી ગઈ હતી, અમાત્યો બદલાયા હતા,

સામંતો નવા થયા હતા, પાટણમાં નવી પ્રજાએ નવાં ઘર સંસાર માંડયા હતા. એ એકલો જૂનો હતો—ગુર્જરરાજ વનરાજ.

ઈસુની ૮૦૬ની સાલ ચાલતી હતી. એને ૧૧૦મું વરસ બેઠું હતું. એણે સો શરદ જીવવાનાં આશીર્વચનથી પણ આગળ ફાળ ભરી હતી.

આજેય વસંતપંચમી હતી. આજેય રાજગઢ હતો.

પણ આજે ત્યારે હતો તેવો આનંદનો ઉન્માદ નહોતો.

મરણની ભયંકર શાંતિ રખે છેડાઇ પડે એવી બીકથી રાજગઢના એક વિશાળ ખંડમાં ચૂપચાપ અવરજવર થતો હતો, અને ખંડના ખૂણાપર એક મોટી સોનાની શૈયાપર સુતેલા એક ખખડધજ આદમીને ખરી પડતો દેખતી આંખો, કોઈ બીકમાં, કોઈ શોકમાં, કોઈ નિરાશમાં તો કોઈ વિરાગમાં પલકારો માર્યા વિના દેખતી હતી. સોનાનાઃ એ પલંગ પરના એક ખૂણા પર ગુર્જરરાજના પરવારી જતા પ્રાણ પર અવાક્ બનીને જોતો એક જુવાન બેઠો હતો.

'યોગરાજ !' આખો ખંડ ખળભળી ઊઠતો હોય તેમ મરણ શૈયામાંથી ઊઠતા ભારે અવાજથી ભરાઈ ગયો. જુવાન આખો કંપી ઊઠતો હોય તેમ સહેજ નમ્યો.

'આજસુધી...તેં વધારે કલમ પકડી છે..હવે...કલમને બદલે મારી તરવાર ધરજે ને જાણે છે ને...પટ્ટણને કિનારે...યવનોનાં જહાજ લંગરાયા છે ...એ વેપારીઓમાં વિશ્વાસ...ન ધારતો....મારી તરવાર ધારણ કરજે નહીં તો કાળ...' બોલતી ગુર્જરરાજની જીભ લથડી ને ચોંટી ગઈ.

આજે વસંતપંચમી હતી.

આજે ય વસંતપંચમીની રાતી ઉષા ઊગી હતી. પણ આજે ત્યારે હતો તેવો આનંદનો ઉન્માદ નહોતો.

પટ્ટણીઓ ભારેપગે સ્મશાન તરફ જતા હતા. સરસ્વતીના કિનારાપર એક જંગી ચિતા ચડભડતી બળતી હતી.

